બાલ શિક્ષણમંદિર—પગથીયું ૫ મું

# મીની માશી

—: લખનાર :—

રમણલાલ નાનાલાલ શાહ,

તંત્રી, બાલજીવન



—: પ્રકાશક :—

ધી જનરલ બુક ડીપો

બુકસેલર્સ અને પબ્લીશર્સ. પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

આવૃત્તિ ૧ લી } કિં. રૂ. ૦—૬—૦ { સને. ૧૯૩૨
સંવત. ૧૯૮૮

## બાળ શિક્ષણ મંદિરના
### પ્રગટ થયેલાં પુસ્તકો

**૧ હંસરાણી ૦—૮—૦**

અપ્સરા સુન્દરીની અતિ મનોરંજક સળંગ
સચિત્ર સુંદર બાળવાર્તા

**૨ બાળહાસ્ય ૦—૬—૦**

વાંચતાંજ મ્હોં મલકી ઉઠે એવી
બાળયોગ્ય હાસ્યરસીક સચિત્ર વાતો

**૩ દેશદેશની દંતકથાઓ ૦—૮—૦**

ચીન, જાપાન, કાર્થેજ, ફ્રાંસ, જર્મની, હિંદ,
વગેરે અનેક દેશોની પ્રચલિત
બાળવાર્તાઓનો સચિત્ર વિસ્તૃત સુંદર સંગ્રહ

**૪ પ્રધાનપુત્રીનાં પરાક્રમો ૦—૧૦—૦**

જયા નામની એક વણિક પુત્રીનાં [illegible]માં [illegible]
[illegible] એવાં અતિ અદ્ભુત પરાક્રમોની સચિત્ર વાતો

**૫ વાર્તા ગાડી ૦—૪—૦**

મોટા ટાઈપમાં બાળકોનું મનરંજન કરે તેવી વાતો.

**૬ જગતનાં જવાંમર્દો ૦—૭—૦**

મહાન પુરૂષોની બાળકો માટે પ્રેરણાત્મક વાતો.

# આ ચોપડી

બાલશિક્ષણ મંદિર માળામાં નવી ભાત પાડે છે. વાર્તાઓ દ્વારા બાલ શિક્ષણનું કાર્ય સૌથી સરળ રીતે થઇ શકે છે. મીનીમાથીમાં નાની મોટી વાતો આપેલી છે અને તેમાંથી બાળકોને બિલાડીની ખાસીયત, તેનાં લક્ષણ, તેના વહેમો વિષેની વાતો, તેનો માણસ જાત સાથેનો સંબંધ, વગેરે અગત્યનું જ્ઞાન મળે એ ઉદ્દેશ છે.

એ ખાસ કરીને બાળકોને માટેજ તૈયાર કરી છે, પરંતુ મને લાગે છે કે તેમાંની માહિતી એટલી મનોરંજક છે કે બાળકો ઉપરાંત મોટેરાઓને પણ તે વાંચવી ગમશે. આપણી ભાષામાં પ્રાણીઓની ખાસીયતો દર્શાવનાર સારાં સત્તાવાર પુસ્તકો મોટેરાંઓ માટે છેજ કયાં ? એટલે બાળકો ઉપરાંત મોટેરાંઓ પણ તેને રસપુર્વક વાંચશે એવી મારી નમ્ર માન્યતા છે.

એમાંની કેટલીક હકીકતો આશ્ચર્યજનક લાગશે. પણ બધી ખરી છે. છબીઓ પણ ખરાં જાનવરોની જ છે. My Magazine, Childrens Encyclopedia, Children's Treasure House, Cassel's Children's Book of Knowledge, હેમર્ટન સંપાદિત Wonders of animal Life, અને એવી બાજી સત્તાવાર ગણાતી કિમતી ચોપડીઓની અંદરથીજ આમાંની વિગતો ને ચિત્રો લેવામાં આવેલાં છે.

આજ પદ્ધતિમાં ભવિષ્યમાં પ્રભુ કૃપા હશે તો સિંહ, કુતરો, ગધેડું ઘોડો, રીંછ, વગેરે પ્રાણીઓ સંબંધી માહીતી પુસ્તકરૂપે તૈયાર કરવા ધારણા છે.

**: વડોદરા :**
અક્ષય તૃતીયા, ૧૯૮૫ } **રમણલાલ નાનાલાલ શાહ**

"આ–બીજી આવૃતિ વખતે કોઇ ખાસ સુધારો વધારો કરવામાં આવ્યો નથી." **પ્રકાશક.**

# અનુક્રમણિકા






આ પુસ્તક ધી આનંદ પ્રીન્ટીંગ વર્કસ, હિતકરણ મેન્સન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨ માંથી **જાદવજી પીતાંબર** ઠક્કરે છાપ્યું અને માલીક ધી જનરલ બુક ડીપો. **પરમાણંદદાસ પીતાંબરદાસે** કેશવબાગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨માં પ્રસિદ્ધ કર્યું.



અજબ બહેનપણાં—બિલાડી-કબુતરી અને કુતરો [પાનું ૧



# મીની માશી

## (૧)

## ઘવાયલી બિલાડી

મીની માશીની આ ખરી બનેલી વાત છે.

વિલાયતમાં એક બાઇએ એક બિલાડી પાળી હતી.

નશિબજોગે એ બિલાડી એક વેળા એક દાતરડાની સાથે રમત કરવા લાગી. તીણી ધારવાળા હથિયાર સાથેની રમતનું બીજું શું ફળ આવે? બિલાડીના બે

પગ કપાઈ ગયા! દુઃખની મારી બિલાડી ચીસેચીસ પાડી રહી. ધડધડ કરતું લોહી વહી જવા લાગ્યું.

બિલાડીને લાગ્યું કે હવે જીવાશે નહિ. મારા બચ્ચાનું શું થશે?

એને બિચારીને તરતનું વીઆયલું એક બચ્ચું હતું. લંગડાતે પગે આળોટતી આળોટતી બિલાડી પોતાના બચ્ચા પાસે ગઈ. બચ્ચું પોતાના મ્હોંમાં નાજુક રીતે ઉંચક્યું. ઉંચકીને પોતાની શેઠાણીના પગ આગળ મૂકી આવી.

મહેનત ને લોહી વહી જવાને લીધે બચ્ચું મુકતાની સાથેજ બિલાડી મરણ પામી. પોતાનાં બચ્ચાંપર બિલાડીને કેટલું બધું વહાલ છે તે તમે આ વાત ઉપરથી જાણી શકશો.

(૨)

# બિલાડીનું વેર

ઘણાં વરસો ઉપરની વાત છે. એ પણ ખરી બનેલી છે. આયર્લાંડમાં એક ડોશી રહેતી હતી. તે ખૂબ માલદાર હતી. તેણે એક બિલાડી પાળેલી હતી. ડોશીને

બિલાડી બહુ વહાલી. બિલાડીનું શેઠાણી ઉપર પણ એવું જ હેત.

ડોશીને છૈયું છોકરૂં કાંઈ ન મળે. એક પીતરાઈ ભત્રીજો હતો. તે જાતનો વકીલ હતો. તે ડોશીની ખબર અંતર લેતો ને વારંવાર ડોશીને મળવા આવતો હતો.

છેવટે ડોશીએ ભત્રીજાના નામ ઉપર પોતાની મિલકત લખી આપી. લખી આપ્યા પછી થોડીક વારમાં ડોશી મરી ગઈ.

બિલાડી પોતાની શેઠાણીને છેવટ સુધી વફાદાર રહી. તેણે મરનારનો ઓરડો બિલકુલ છોડ્યો નહિ. જ્યારે ડોશીને દાટવા માટે કફનમાં ઘાલીને લઈ ગયા ત્યારેજ તે ત્યાંથી ખસી.

ડોશીની દફનક્રિયા થઈ રહ્યા બાદ તેની ઓરડીમાં પેસો વકીલ ભત્રીજો ને ડોશીનો વકીલ વગેરે વીલ વાંચ-વા એકઠા મળ્યા.

આંખમાંથી અંગારા વરસાવતી હોય એમ થોડી વાર તો ડોશીના ભત્રીજાને બિલાડી જોઈ રહી પછી ગુસ્સાથી ધુંઆંપુંઆં બની તે સીધી તેના ગળે જઈને

ચોંટી ને તેને સખત લોહી લુહાણ કરી નાખ્યો. મહા મહેનતે બિલાડીને છોડાવીને દૂર કરી. બિલાડીએ આવું કેમ કર્યું તે કોઈની સમજમાં ન આવ્યું.

એ વાતને અઢાર મહીના વીતી ગયા. પેલા ભત્રીજાને ડોશીની મિલકત તો મળી. પણ તેનાથી તે ભોગવી ન શકાઈ. તે પણ મરણ પામ્યો.

મરતી વેળા તેણે પોતાના ધર્મગુરૂ સમક્ષ કબુલ કર્યું કે ડોશીની મિલકત જલદી મળે તે માટે તેણે જ ઝેર આપી તેને મારી નાખી હતી!

બિલાડી ખરેખરી રીતે ડોશીનો દોસ્ત કોણ ને દુશ્મન કોણ તે સમજી શકી હતી! એણે વકીલ ભત્રીજા ઉપર પોતાની શેઠાણીનું આબાદ વેર લીધું હતું.!

(૩)

# માયાળુ મરઘડી

લંડન શહેરથી થોડે દુર એક વેળા એક માણસે મરઘડાં પાળ્યાં હતાં. મરઘડાંએ ઘાસની ગંજીની અંદર પોતાનો વાસો કર્યો હતો. એક મરઘડીએ ત્યાં ઈંડાં મુકયાં હતાં.

થોડા દહાડા વીત્યા બાદ ત્યાં રહેતી એક બિલા-ડીને પણ એજ ઘાસની ગંજી પસંદ પડી ગઇ. એણે પોતાના છ બચ્ચાં સાથે તેજ ઠેકાણે મુકામ કર્યો.

મરઘડીને બિલાડી એ બંને વચ્ચે કાંઇ ભાઇબંધી હોય નહિ. પણ નવાઇની વાત એ હતી કે બિલાડીનાં બચ્ચાં પોતાની નજીક આવ્યા છતાં મરઘડીને જરા પણ ગભરાટ થયો નહિ. ઉલટું એ તો રાજી થતી હોય એમ લાગ્યું.

એટલુંજ નહિ પણ જ્યારે બિલાડી ખોરાકની શોધમાં ભટકવા જતી ત્યારે મરઘડી પેલાં નાનકડાં બિલાડીનાં બચ્ચાંને પોતાની પાંખમાં લેતી. પોતાના શરીરની હુંફથી તેમને ગરમાવો આપતી, ને જાણે એ બચ્ચાં પોતાનાંજ હોય એમ તેમની સંભાળ લેતી હતી.

મરઘડાંને માટે પાંઉ ને દુધ તેમનો માલિક લઇ આવતો ત્યારે પોતાની ચાંચવતી પાંઉના નાના નાના કકડા કરી અંદર દુધ ભેળવી મરઘડી પેલાં બિલાડીનાં બચ્ચાંઓને હોંસથી ખવડાવતી હતી.

કોઇ કોઇ વાર તો બિલાડીનાં બચ્ચાં મરઘડીના શરીર ઉપર ચડી કુદાકુદ કરતાં. મરઘડી જરા પણ

કંટાળતી નહોતી. ઉલટી તે તો બચ્ચાં રમતાં ને ગેલ કરતાં હતાં તે જોઈ ખૂબ રાજી થતી હતી. મરઘડીનાં પીછાં સાથે રમત કરતાં બિલાડીનાં બચ્ચાંનો દેખાવ ખૂબ ગમત આપે એવો હતો.

પરમ દયાળુ પરમાત્માએ જનાવરોમાં પણ સ્નેહ ને હેત કેટલાં બધાં મુકયાં છે તે આ વાત ઉપરથી આપણે સમજી શકીએ છીએ.

(૪)

## દરવાજો કોણ ઉઘાડે છે?

સાધારણ રીતે બિલાડી કુતરા કરતાં સ્વાર્થી ને ઘાતકી ગણાય છે. છતાં જો બિલાડીને નાનપણથી જ બીજા પશુ સાથે હેત બંધાય છે તો તે તેમના ઉપર ભારે હેત રાખે છે.

વિલાયતની વાત છે. એક માણસે એક કુતરો પાળ્યો હતો. તેના ઘરમાંથી કુતરો બહાર જતો ન રહે માટે ઘરની આજુબાજુની વાડ ઉંચી કરેલી હતી.

કુતરાથી વાડ કુદાય એમ નહોતું. દરવાજો ઉઘાડો હોય તો જ ભાઈસાહેબ બહાર જઈ શકે.

પણ એમ છતાં નવાઇની વાત એ હતી કે એ ભાઇબંધ રોજ બહાર નીકળે.

ઘરધણી માળીને ધમકાવે તે દરવાજો ઉઘાડો મુકયો હશે. માળી બિચારો ના પાડે. બધા એક બીજાનો વાંક કાઢે. પણ કુતરો બહાર કેમ જાય છે તેની કોઇને સમજ ન પડે.

એક દહાડો કુતરાના માલિકે તે શી રીતે બહાર નાસી જાય છે તે તપાસવા છાનામાના સંતાઈ રહીને જોવા માંડયું. તરતજ ચોર પકડાયો!

વાત એમ હતી કે એણે ઘરમાં એક બિલાડી પાળી હતી. સાધારણ રીતે તો કુતરો બિલાડીને દેખે ત્યાંથી મારવા દોડે. પણ જેમ જેમ કુતરા ને બિલાડાં માણસોના સંબંધમાં આવે છે તેમ તેમ તેઓ એક બીજા વચ્ચેની પેઢીઓની દુશ્મનાવટ ભૂલતાં જાય છે.

એવી જ રીતે અહીં પણ કુતરા અને બિલાડી વચ્ચે ભાઇબંધી બંધાઈ હતી.

કુતરો ઘરમાં બધાં આઘાંપાછાં થયાં હોય એ લાગ જોઇને દરવાજા આગળ જતો. બિલાડીબાઇ ધીસે રહીને કુદકારો મારી ઉંચા દરવાજા ઉપર ચડી જતાં.

પોતાના પગનાં પંજાવતી મહેનત કરી સાંકળ ઉઘાડતાં. કુતરાભાઇ લહેરથી બહાર મેદાનમાં ફરવા નીકળી પડતા. બિલાડી પણ બહાર નીકળી જતી ને બંને ખૂબ રમતાં.

આમ એકવાર ભાઇબંધી બંધાયા પછી બિલાડી કુતરાને રોજ મદદ કરતી હતી.

૫

## માલિકનો જીવ બચાવનાર બિલાડીઓ

આ પણ ખરી બનેલી જ વાત છે. વિલાયતમાં એક માણસે એક બિલાડી પાળી હતી.

રોજ રાતે એ માણસ ને તેની સ્ત્રી એક ઓરડામાં સુઇ રહે. બીલાડી માટે પણ એક મજાની ટોપલી કરી રાખેલી. તેમાં તે સુઇ રહે.

એક વેળા મધરાતની વેળા વીતી ગઇ હતી. શેઠાણી ઘસઘસાટ ઉંઘતી હતી. એટલામાં શેઠને ઓચીંતુ સખત દરદ થઇ આવ્યું. બિચારાથી ન બોલાય કે ન ચલાય. તાબડતોબ ડાકટરને બોલાવવાની જરૂર હતી. પણ શેઠાણી તો ઉંઘતી હતી. તેને કોણ જગાડે?

તે માણસના સારા નશિબે પેલી બીલાડી જાગતી

હતી. તેણે શેઠની તબીયતનો ફેરફાર જોયો. ધીમે રહીને કુદકો માર્યો. પોતાની શેઠાણી પાસે ગઈ. આસ્તે રહી તેને પગનો પંજો માર્યો. શેઠાણી ભર ઉંઘમાં હતી. પણ થોડા ઘણા પંજા માર્યા એટલે આંખ ચોળીને સફાળી બેઠી થઈ.

પોતાના ધણી તરફ નજર કરી તો તેની ભયંકર દશા જોઈ. વ્હેલી વ્હેલી તેણે ડાકટરને બોલાવવાનો બંદોબસ્ત કર્યો. એક વફાદારને બુધ્ધિશાળી બિલાડીએ અણીને વખતે પોતાના શેઠનો જીવ બચાવ્યો.

બીજી એક બિલાડીએ પણ પોતાની શેઠાણીનો જીવ બચાવ્યો હતો.

એક મડમે એક બિલાડી પાળી હતી. એક વેળા તેને જંગલમાં જવું પડ્યું. ખડકની એક ગુફામાં જવાનું હતું. સાથે પેલી બિલાડી પણ હતી.

ગુફામાં એક ઠેકાણે બિલાડી આગળ ચાલતી હતી. ત્યાંથી કુદીને તે પાછી ફરી. પોતાની શેઠાણીને પગે વળગી. તેને નખોરીયા ભર્યા. તેનો ઘાઘરો તાણી તેને પાછળની બાજુ તાણવા લાગી.

પહેલાં તો મડમને નવાઇ લાગી. પણ પછી બિલાડીની આ વિચિત્ર રીતભાતમાં કાંઇ અર્થ હશે એમ તેને લાગ્યું. તે ખમચાઇને ઉભી રહી. સંભાળીને દુર નજર કરી તો ગુફામાં એક મોટો સાપ આડો પડયો હતો. અંધારી જગામાં દુરથી તે બરાબર દેખાતો ન હતો. જો તે બાઈ નજીક ગઇ હોત તો કદાચ તેનાં સોએ વરસ પુરાં થઇ જાત. બિલાડી અંધારામાં દુર જોઇ શકે તેનો લાભ તેની શેઠાણીને મળ્યો. ઘણી વાર જનાવરો પણ કેટલાં ઉપયોગી થઈ પડે છે તે આવા દાખલાઓ ઉપરથી સમજાય છે.

આપણા દેશમાં પણ બિલાડીની બહાદુરીની એક વાત છે.

એક ગામમાં એક વેળા રાતના ઝુંપડામાં બધાં માણસો સુતાં હતાં ત્યારે એક સાપ નીકળ્યો. સાપ અંદર ઝુંપડીમાં પેસતો હતો.

નાની સરખી ઝુંપડી, બધાં જમીનપર સુતેલાં, જો કોઇનો પણ પગ કે હાથ અડે તો સાપની જાત! ડંખ દેવામાં એ ભાઇબંધ કયા વાર લગાડે એમ હતો?

પણ એ લોકોએ એક બિલાડી પાળી હતી. તેણે સાપને જોયો. સાપની ઉપર ધસી. સાપે છંછેડાઇ સીસકારો કર્યો. બિલાડી બ્હી જાય એમ નહોતી. લાગ જોઈ પોતાના ન્હોરના સપાટા તેણે સાપની સુંવાળી ચામડી ઉપર લગાવ્યા. સાપે બિલાડીને ડંખ દેવાના ઘણાય અછાડા પછાડા માર્યા, પણ તે નકામા નિવડયા. સાપ લોહીલુહાણ થઇ ગયો.

છેવટે બિલાડીએ સાપને મારી નાખ્યો. તેના કકડે કકડા કરી નાખ્યા.

આપણને ભયંકર ત્રાસ આપતાં ને હેરાન હેરાન કરતા ઉંદરડાઓનો મીનીમાશી કાળ છે એ તો બધા જાણતા હશે. પણ કોઇ કોઇ વેળા બિલાડીબાઇ કેવાં નવાઇજેવાં પરાક્રમો કરે છે તે આ વાતો ઉપરથી સમજાશે.

(૬)

# બહાદુર બિલાડી.

છેલ્લી મોટી લડાઇમાં ફ્રાન્સ ઉપર જરમનીએ ચડાઈ કરી હતી. ફ્રાન્સને મદદ કરવા અંગ્રેજી સીપાઇઓ ગયા હતા.

એક અંગ્રેજી અમલદાર દુશ્મનો સાથે લડતાં ઘાયલ થયો ને પડી ગયો.

જ્યારે તેને ભાન આવ્યું ત્યારે જણાયું કે ત્યાં તેના પક્ષનું કોઇ નથી. એટલું જ નહિ, પણ તે એવો એકલી ને ઓતાડી જગાએ હતો કે બીજું કોઈ પણ નજીકમાં નહોતું.

ટાઢ તો એટલી બધી પડે કે પાણી પણ ઠરી જાય. કકડતું હીમ પડે. બધે બરફ બરફ થઇ ગયેલો. અજાણ્યો મુલક, ઘા પડવાથી દુબળું થયેલું શરીર, ને ગજબની ઠંડી એ અમલદાર બહુ ગભરાવા લાગ્યો.

છેવટે જેમ તેમ કરી હિંમત એકઠી કરી એક નાનકડું ઝુંપડાજેવું થોડે દુર જણાતું હતું ત્યાં ગયો. જતાંની સાથે જ ભુખ ને થાકથી ઢગલો થઇને પડ્યો.

પડ્યો તે પડ્યો. એક દહાડો ગયો, બે દહાડા ગયા ને ત્રીજો દહાડો પણ ગયો. એનાથી તો ન ઉઠાય કે ન બેસાય. ઘાને પાટાપીંડીં કરનાર પણ કોઈ નહિ. ખાવા પીવાનું પણ કોણ લાવી આપે ?

ટાઢ તો કાંઈ ટાઢ પડે. એમાં આવો અશકત માણસ શી રીતે જીવી શકે ? પણ એક ફ્રેન્ચ બિલાડીએ એ માણસનો જીવ બચાવ્યો.

એ બિચારી એકલી હતી. જેની પાળેલી હશે તે માણસો લડાઇને લીધે ગામ તજી ગયેલાં. એ રહેતી હશે તે ઘર બળીને કોલસા થઈ ગયેલું એટલે એ કયાં જાય? રખડી રઝળીને વખત વીતાડતી હતી ત્યાં તેણે આ અમલદારને જોયો.

ચારે બાજુએ કડડધોમ કરતા તોપના અવાજો સ-ન-ન-ન-ન કરતી બંદુકની ગોળીઓ છૂટે. કડાકા ને ભડાકાથી બિલાડી પણ કાયર થઈ ગયેલી. એટલે એ તો આવીને પેલા અંગ્રેજની પાસે ધીમે રહીને બેસી ગઈ.

એના શરીર સાથે પોતાનું માથું ઘસ્યું. એને 'મિયાઉં!' કરીને બોલાવ્યો, ને પોતાની ખરબચડી જીભવતી એ માંદા માણસનું શરીર ચાટયું. પણ એ બિચારો એટલો બધો અશક્ત હતો કે બિલાડીને તે બોલાવી પણ ન શકયો.

બિલાડી સમજી ગઇ કે આ આદમી માંદો છે. એને પણ ટાઢ વાતી હતી. એટલે એણે એક ખુબી કરી. ધીમે રહીને કુદકો મારી પેલા માંદા માણસના ગળા આગળ જઇને ગોળ કોકડું વળીને બેસી રહી.

પરિણામ એ આવ્યું કે બિલાડીની નરમ રૂંવાટીને શરિરની ગરમીથી પેલો અંગ્રેજ ઠરીને મરી જતો બચી

ગયો. એ જ મુજબ બિલાડીને પણ તે માંદા માણસના શરીરનો થોડો ગરમાવો મળ્યો.

આખરે થોડા અંગ્રેજ સીપાઇઓ એ રસ્તે આવી ચડયા. તેમણે અંદર નજર કરી તો મરવાની અણી ઉપર આવેલા અમલદારને અને બિલાડીને જોયાં.

સંભાળથી એ અમલદારને તેઓ ઉંચકી ગયા. તે બચી ગયો. એ બહાદુર બિલાડી ન આવી હોત તો અશક્ત ને માંદો અમલદાર ઠંડીમાં ઠરીને જરૂર મરી ગયો હોત. બિલાડીએ પોતાના શરરીની હુંફ આપી તેનો જીવ બચાવ્યો.

(૭)

## બિલાડીનો મિજાજ.

આપણને જેમ અમુક સારા ખોટા વર્તનથી મનને લાગણી થાય છે તેવી જ રીતે જનાવરોને પણ થાય છે.

એક બાઇએ એક બિલાડી પાળેલી હતી. આખા ઘરનાં માણસોને તે બહુ વહાલી હતી. બિલાડીબાઈના જીવને ખુબ આનંદ હતો.

એક દિવસ એની શેઠાણી કાંઇકથી એક બીજું નાનકડું બિલાડીનું બચ્ચું લઈ આવી. એ બચ્ચું નાનકડું હતું ને ખુબ રૂપાળું હતું. આથી આખા ઘરના માણસો તેને લઇને રમાડ રમાડ કરે. બિચારી પેલી મોટી બિલાડીના ભાવ જરાક ઘટયા હોય એમ લાગ્યું.

મોટી બિલાડીથી એ સહન ન થયું. પેલા નાના બચ્ચાની સામે બેસી તેણે તો લડવા માંડ્યું. ઘુરકીયાં કરવા માંડયાં. એટલુંજ નહિ પણ તેને જરા મેથીપાક પણ જમાડયો.

શેઠાણીએ મોટી બિલાડીને તેના આવા વર્તન માટે એક ટાપલી મારી.

જરાકે બોલ્યા ચાલ્યા વગર પુંઠ ફેરવી ભારે રૂવાબથી મોટી બિલાડી મિજાજમાં ને મિજાજમા ઘર છોડીને જતી રહી.

એ ગઇ તે ગઈ જે ઘરમાં પોતાનો માનભંગ થયો એ ઘરમાં ફરી જાવું બિલાડીબાઇને વસમું લાગ્યું. તે ફરીથી કદિ એ ઘરમાં ન આવી.

(૮)

# બિલાડીની ઉદારતા

કુતરા અને બિલાડાને એક બીજા સાથે બનતું નથી છતાં ઘણી વાર નાનપણના સહવાસથી તેઓની વચ્ચે ભાઇબંધી બંધાઇ જાય છે. તેવી વેળા બિલાડીની માયા ને હેત સ્પષ્ટ દેખાઈ આવે છે.

એક માણસે એક કુતરો પાળ્યો હતો, ને બિલાડો પાળ્યો હતો. બંને એકજ ઘરમાં સાથે રહયા એટલે તેમની વચ્ચે ભાઇબંધી બંધાઈ. કુતરાને બિલડા વગર ન ચાલે ને બિલાડાને કુતરા વગર ન ચાલે.

એમ કરતાં એક વેળા કમનશિબે કુતરાને એક અકસ્માત નડયો અને તેની બંને આંખો જતી રહી. બિચારો કુતરો આંધળો બન્યો.

તે દિવસથી બિલાડો પોતાના ભાઇબંધ તરફ ખુબ ધ્યાન આપવા લાગ્યો. તેની પાસે ને પાસે રહે.

કુતરો રાતના જ્યારે બગીચામાં ફરવા જાય ત્યારે આંધળો હોવાથી રસ્તે ભુલો પડી જાય. વિલાયતમાં તો શિયાળામાં ગજબની ઠંડી પડે. બેઠા હોય ત્યાંથી ઉઠવાનું પણ મન ન થાય. છતાં પોતાની હુંફાળી પથારી માંથી બિલાડો કુદકો મારીને બેઠો થતો કકડતી ઠંડીમા

## મીની માશી



કુતરીનાં કુરકુરીયાંને મીની માશી પોતાની થાળીમાં જમવા દે છે. પાન ૧૫

કુતરા પાસે બહાર જતો. મિયાંઉ ! મિયાંઉ! કરીને તે દોરવીને ઘરમાં લાવતો. પછી બંને સુઇ જતા.

આપણે ઘણી વાર શરીરની ખોડવાળા કોઇ છોકરાને કે માણસને ચીડવીએ છીએ, ત્યારે આ પશુમાં તેના ખોડવાળા ભાઇબંધ માટે કેવો પ્રેમ! કેવી લાગણી! ઘણી વાર આપણને કુતરા–બિલાડા પાસેથી પણ રીતભાત શીખવાની નથી મળતી?

બીજી એક બિલાડીની વાત લઇએ. એક માણસના ઘરમાં એક કુતરી પાળેલી હતી. પાછળથી એક બિલાડીનું બચ્ચું પણ પાળ્યું. નાનપણથી બિલાડી કુતરીના સહવાસમાં આવી એટલે તેની જોડે ખુબ હળી ગઇ.

પણ પછી કુતરી ઘરડી થઈ. તેનું મોત નજીક આવ્યું. બિચારીથી ખવાય નહિ ને પીવાય નહિ. આંખે પુરૂં દેખાય નહિ. શરીરે બહુ દરદ થાય.

બિલાડીને બહુ દયા આવતી. તે જુવાન ને સશકત હતી. પોતાને માટે દુધમાં બોળેલાં બિસ્કીટ ને બીજું સારૂં સારૂં ખાવાનું આવતું તેમાંથી સારામાં સારૂં તે રાખી મકતી. મિયાંઉ! મિયાંઉ! કરતી કુતરી પાસે

જતી સંભાળથી તેની પાસે ખાવાનું મુકતી, કુતરી ન છુટકે એ ખાતી ત્યારેજ બિલાડી જંપતી. પછી ખુશી થઈ સંતોષ પામી ત્યાંથી જતી રહેતી.

પણ આખરે કુતરીને આરામ ન થયો. તે વધારે ને વધારે પીડાવા લાગી. આથી તેના માલિકે તે રીબાઈ રીબાઇને મરે ત્યાં સુધી દુઃખ ભોગવવું ન પડે માટે ઝેર આપીને તેને મારી નાખી. એનો હેતુ માત્ર કુતરીને દુઃખ-માંથી બચાવવાનો જ હતો, કારણ તે થોડા દહાડા રહીને પીલાઈ પીલાઇને મરવાની તો હતી જ.

બિલાડીએ જોયું કે કુતરી મરી ગઈ. તે સમજી ગઇ કે તેના માલિકે તેને ઝેર આપીને મારી નાખી. ત્યારથી તેના માલિક ઉપર તેને એટલો બધો અણગમો ને અણવિશ્વાસ ઉપજ્યાં કે તે કદિ તેની પાસે જતી નહિ. રોજ ને રોજ તેની સાથે ફરતી તથા ગેલ કરતી બિલાડી હવે તેને જોતાંજ કોઈ ભયંકર રાક્ષસ આવ્યો હોય તેમ તેનાથી ડરીને દૂર ભાગતી.

માની લીધેલા ભાઇબંધની પણ કેટલી બધી માયા !

મારા અનુભવમાં પણ એક બિલાડીની માયાની વાત આવી છે.

થોડાંક વરસ ઉપરની વાત છે. હું મુંબાઈમાં રહેતો હતો. તબીયત જરાય સારી નહોતી. ઘરમાં માત્ર હું એકલો જ હતો.

એક દિવસ તો સખત તાવ ચડેલો. વીશીમાં જમવા જવાની પણ શક્તિ નહિ. ઇચ્છા પણ નહિ. ભુખ્યો તરસ્યો પથારીમાં દરદથી પીડાતો પડી રહયો હતો.

અમારા ઘરમાં એક બિલાડી રોજ ખાવા આવતી. બહુ રૂપાળી હતી. ધોળી ધોળી બરફ જેવી ને વચમાં તપખીરીયા રંગનાં થોડાક ધાબાં. માળાનાં બધાં માણસો એને 'પુસી' કહેતાં.

હું માંદો હતો તે દિવસે પણ તે ઘરમાં આવી મારા પગ સાથે માથું ઘસી ગેલ કરવા લાગી. રોજ તો હું એકલો હતો છતાં નીચેથી ઇરાનીની દુકાનેથી તેને માટે પાંઉ તથા ભૈયાની દુકાનેથી દુધ લાવીને ખવડાવતો હતો. આજ પણ બિચારી આશાએ આવેલી. પણ મારાથી તો ઉઠાતું પણ નહોતું.

મેં એને કહ્યું: "પુસી! તું મોડી આવી. કામ કરનારી તો ક્યારની ય ગઈ. એ હોત તો એની પાસે તને ખાવાનું મગાવી આપત. આજ તો મારૂં જ ઠેકાણું નથી ત્યાં તને શું કરૂં? જતી રહે. કાલે આવજે."

બિલાડીને આપણી ભાષા આવડે છે એમ મારો કહેવાનો હેતુ નથી. પણ બિલાડી મારી સ્થિતિ સમજી.

તે ત્યાંથી જતી રહી. એકાદ કલાક પછી મ્હોમાં એક ઉંદરડો પકડી આનંદથી મ્યાંઉ! મ્યાંઉ! કરતી તે મારી પથારી પાસે આવી ને ઉભી રહી!

ઉંદરડાને પકડેલો જોતાંજ હું ઉઠ્યો. તરત તેને મારીને ઘરમાંથી કાઢી મૂકી. એ બિચારી મનમાં જરૂર બબડતી હશે કે આ માણસ કેવો બેકદર! ખાવા નથી, ને ખાવા લાવી આપ્યું ત્યારે મારીને કાઢી મૂકે છે!

પાળેલાં જનાવર પોતાના માલિક તરફ કેટલું બધું હેત રાખે છે! અલબત્ત આપણને તો ઉંદરડો જોઇનેજ કંપારી છુટે. પણ બિલાડીને બિચારીને એનો વ્હાલામાં વ્હાલો ખોરાક લાવીને આપતાં જરાકે વસ-વસો ન થયો એ તેનું હૈયું કેટલું બધું દયાળુ હતું એ નથી બતાવતું?

(૯)

# બહાદુર બિલાડી.

એક બીજી બિલાડીની વાત તમને કહું.

એક તબેલામાં એક બિલાડી વીયાંઇ હતી. એને નાનાં નાનાં બચ્ચાં હતાં.

એક દિવસ બિલાડી તેમને મૂકીને ખોરાકની શોધમાં બહાર ગઇ હતી.

એટલામાં તબેલામાં આગ લાગી. જોતજોતામાં તો આગના ભડકા ચારે બાજુ ફેલાઈ ગયા. લોકોની દોડાદોડી મચી રહી. બંબાવાળા આવી પહોંચ્યા ને આગ લાગેલા ભાગ ઉપર પાણીનો મારો ચલાવ્યો.

એ અરસામાં બિલાડી બહારથી ફરીને આવી પહોંચી. જુએ છે તો મકાન તો ભડભડ બળી રહ્યું છે.

એ તો બળતા મકાનમાં ધસી ગઈ. ધુમાડાથી આંખો પુરાઈ જતી હતી. બળતાંથી શરીર શેકાઇ જતું હતું. પાણીના મારા બરડામાં સોટીની માફક ચમચમ વાગતા હતા. પણ બિલાડીને કશાની પરવા કયાં હતી?

એક વેળા તો બંબાના પાણીની ધાર બિલાડીને વાગી તેથી તે થોડા હાથ દુર ધસી પડી. પાણીથી ભીંજાઇને આખે શરીરે તરબોળ થઇ ગઇ. પણ તેનીય દરકાર ક્યાં હતી? તે તો મહા મહેનતે મકાનની અંદર પોતાનાં બચ્ચા હતાં ત્યાં ગઈ.

લોકો સમજી ગયા કે એ બહાદુર બિલાડી પોતાનાં બચ્ચાંને બચાવવા જાય છે. તેઓ આનંદના પોકાર કરવા મંડ્યા.

જોતજોતામાં તો બિલાડી મકાનની અંદર ઘુસી ગઈ. બહારથી દેખાતી પણ બંધ થઈ ગઇ.

થોડી વારમાં મ્હોંમાં એક પાણીથી ભીંજાયલા અધમુઆ નાના બચ્ચા સાથે તે બહાર આવી. એક સુકી સલામત જગા જોઇ બચ્ચાને મૂક્યું.

વળી પાછી મકાનમાં દોડી. વળી પાછી બહુ મહેનતે એક બીજું બચ્ચું બચાવી લાવી. તેને પણ પહેલા બચ્ચાની પાસે મૂક્યું.

પાછું ત્રીજી વાર તેણે બળતામાં જંપલાવ્યું.

આ વેળા થોડી વાર શોધખોળ કરીને તે એમ ને એમ કાંઇ પણ લીધા વગર પાછી ફરી.

મિયાંઉ મિયાંઉ કરતી પોતાનાં બે બચ્ચાંની પાસે દોડી. તેમને પોતાની ગોદમાં લીધાં. પોતાના શરીર ની હુંફ આપી તેમને ટટાર કર્યાં. જીભ વતી તેમનું શરીર ચાટીને ચોકખું કરી ભીનાશ ચુસી લીધી.

પણ એ બિલાડાને તો પાંચ બચ્ચાં હતાં. બેને બચાવ્યાં ને બીજાં ત્રણને કેમ ન બચાવ્યાં? થોડીજ વારમાં આગ જ્યારે હોલવાઈ ગઈ ત્યારે લોકોએ અંદર તપાસ કરી. બિલાડીનાં ત્રણે બચ્ચાં મરેલાં પડયાં હતાં.

જે બચ્ચાં જીવતાં હતાં તેને બિલાડી જીવના જોખમે બહાર લાવી હતી ને તેમની સારવાર કરી હતી. જે મરી ગયાં હતાં તેમને બહાર લાવવાથી કશો ફાયદો નહોતો એટલે તેમને ત્યાંજ રહેવા દીધાં હતાં.

પોતાનાં સંતાન તરફ બિલાડીનો કેટલો પ્રેમ હોય છે તે તથા તેનામાં સારૂં શું ને ખોટું શું તે સમજવાની કેટલી શકિત છે તે આ વાત ઉપરથી આપણે સારી રીતે જોઈ શકીએ છીએ.

(૧૦)

# બિલાડી ઉંદરને જન્મ આપે છે!

કેટલીક વખત કુદરતમાતાને પણ જરા ગમત કરવાનું મન થઇ જાય છે. આપણી કલ્પનામાં પણ ન આવે એવા કેટલાક બનાવો કોઇક વેળા બનેલા નજરોનજર જોઈ શકાય છે.

થોડાવખત પહેલાંએક બિલાડીને પેટે ઉંદરનાં બચ્ચાં જનમ્યાની આ ખરી બનેલી વાત છે.

મુંબાઇમાં ભીંડીબજાર નજીક એક હજામની દુકાનમાં તેની પાળેલી બિલાડીએ ચાર બચ્ચાંને જન્મ આપ્યો. બિલાડીને શું જન્મે? બિલાડા! પહેલું બચ્ચું તો બિલાડીનીજ જાતનું આવ્યું.

પણ બીજું ને ત્રીજું બચ્ચું ઉંદર હતા! ચોથું બચ્ચું પણ જનમ્યું. તે બિલાડીની જાતનું હતું.

બિલાડીને અને ઉંદરને કેવું વેર હોય એ તો તમે જાણો છો ને? છતાં આ બિલાડીએ ઉંદરના બચ્ચાંને જન્મ આપ્યો. એટલુંજ નહિ પણ તે બચ્ચાંને ધવડાવીને તે ઉછેરતી પણ હતી!

દિવસોના દિવસો સુધી લોકોનાં ટોળેટોળાં આ નવાઈ જેવો બનાવ જોવાને ઉલટી પડયાં હતાં.

( ૧૧ )

## બિલાડીનાં બ્હેનપણાં

બિલાડી બનતાસુધી એકલવાયી છે. પોળમાં કુતરાંનું ટોળું તમે જોઈ શકશો. ત્રણ ચાર પાંચ સાત કુતરાં સાથે રહે છે. બિલાડીઓ સાથે રહેતી નથી. તેઓ ઘણે ભાગે એકલી જ રહેવાનું પસંદ કરે છે.

એમ છતાં વણી વાર બિલાડીને માણસો પાળે છે ત્યારે તેને ઘરનાં બીજાં જનાવરોના સમાગમમાં આવવું પડે છે. તેવી વેળાએ બિલાડીઓ બીજાં જનાવરો સાથે બહુ નવાઈ જેવી રીતે હળી જાય છે.

તેમાં પણ એક વાત જાણવા જેવી છે. બિલાડી નાનું બચ્ચું હોય તે વખતેથી જો તેને બીજાં જનાવરોની સાથે રાખી હોય તો તે બહુ જલદીથી તેમના સાથે હળી જાય છે. એટલું જ નહિ પણ

પોતાની જાતની જોડે વેર હોય એવા જનાવરની સાથે પણ તે આખી જીંદગી સુધી મેળ રાખે છે.

એક માણસે એક મોટો ડાઘીયો કુતરો પાળ્યો હતો. એવા મોટા તગડા જેવા કુતરાને જોઇને જ બિલાડી બ્હી મરે. તેની આગળથી નાસી જવાનું જ પંસદ કરે. પણ તે જ માણસના ઘરમાં એક બિલાડી વિયાંઇ હતી. તે મરી ગઇ ને તેના બચ્ચાં રઝળી પડ્યાં.

બિલાડી સિયામી જાતની ને બહુ રૂપાળી હતી. તેનાં નાનાં નાનાં બચ્ચાં પણ એટલાં જ રૂપાળાં હતાં.

પેલા કુતરાના મગજમાં કોણ જાણે કાંઇક ધુન આવી. પેલાં બચ્ચાંને ઉછેરવાનું કામ પોતાની મેળે જ સમજીને તેણે માથે લઇ લીધું.

બિલાડીનાં બચ્ચાંને તે સાચવે. તેમનું જતન કરે. પોતાના ખાવામાંથી તેમને ખવડાવે.

બચ્ચાં પણ એ જબરા કુતરાથી જરા પણ બ્હીતાં નહોતાં. એના શરિર ઉપર ચડી જાય, ને કુદા કુદ કરી મૂકે. ખૂબ તોફાન કરે. પણ કુતરો જરાકે ચીડાય નહિ.

આ તો કુતરાથી ન બ્હીનારાં બિલાડાંની વાત થઈ. પણ નવાઈ જેવા બનાવો નોંધાયલા છે.

એક માણસે નાનપણથી ખાસ મહેનત લઈને ટેવ પાડીને કુતરાને અને બિલાડાને ભાઈબંધ બનાવ્યાં હતાં. એટલું જ નહિ પણ એક કબુતર હતું તેને પણ તેમનું ભાઈબંધ બનાવ્યું હતું.

કુતરાથી બિલાડી બીએ. કબુતરને બિલાડી મારવા દોડે. આવો એક જાતનો અવળો સ્વભાવ હોવા છતાં માણસ જાતની કેળવણીને લીધે કુતરો બિલાડી ને કબુતર એક બીજાને જરા પણ કનડતાં નહોતાં ને સાથે રહેતાં હતાં.

* * * *

આપણે ઉપરના બે દાખલામાં જોયું કે જો નાનપણથી બિલાડીને કેળવી હોય તો તે વેરઝેર ભુલી જાય છે. આગળ ઉપર આપણે એક વાત વાંચી તેમાં એમ પણ જોયું કે બિલાડીએ ઉંદરનાં બચ્ચાંને જન્મ આપ્યો ને તેમને તે ધવડાવતી હતી.

પણ હવે તેથી પણ નવાઈ જેવી એક વાત તમને કહું છું.

બિલાડીને બચ્ચાં બહુ જ વહાલાં હોય છે. એ બચ્ચાંને જો કાંઇ અકસ્માત નડે કે બચ્ચાં તેની પાસેથી લઇ લેવામાં આવે તો બિલાડીનું હૈયું વલોવાઇ જાય છે. તેવી વખતે તે નવાઈ જેવાં કામો કરે છે.

એક બિલાડીએ તરતનાંજ બચ્ચાં જણેલાં હતા. પછી નશિબજોગે તેનાં બચ્ચાં મરણ પામ્યાં. બિલાડીના જીવને બહુ દુઃખ થયું.

પોતાના ઘરની પડોશમાં મરઘડીનાં નાનાં બચ્ચાં હતાં. તેમની મા બનવાનો તેણે ઠરાવ કર્યો. બચ્ચાંને તે પોતાની પાસે લેતી. તેમને પોતાની સાથે રમવા દેતી. પોતાના ખાવામાંથી તેમને ખવડાવતી.

બિલાડીને અને મરઘડીનાં બચ્ચાંને કદિ ન બને, કારણ બિલાડી શિકારી જનાવર છે. તેને તો મરઘડીનાં બચ્ચાંને મારવાનુંજ મન થાય. પણ ભગવાને માતાનો જે પ્રેમ તેના હૈયામાં મૂકયો છે તેને લીધે તે પોતાનો મારકણો સ્વભાવ વિસરી ગઇ ને બચ્ચાને સોડમાં લીધાં.

* * * * *

આવો જ એક બીજો દાખલો પણ બન્યો છે. તે તો વળી આથી પણ વધારે નવાઈ જેવો છે.



**અજાયબીની અવધિ !**

પોતાનાં વ્હાલાં બચ્ચાં બાળપણમાં મરી જવાથી બિલાડી એક બચેલા બચ્ચાને અને ઉંદરડાને હેતથી ઉછેરે છે ! બિલાડી ઉંદરને જોતાંજ ખાઈ જાય ! પણ આ સાચેસાચી છબીમાં ઉંદરડાને હેતથી રમાડતાં માની માશી તમે નજરો નજર જોઈ શકો છો ! [પાનું ૨૯

એક તરતની વીઆએલી બિલાડીનાં બધાં બચ્ચાં લઈ લેવામાં આવ્યાં. માત્ર એક જ બચ્ચું તેની પાસે રહી ગયું. બિલાડીના બચ્ચાંને ઉછેરવાના કોડ અધુરા જ રહી ગયા.

એ બિલાડી પાળેલી હતી. તેને ખાવા માટે તેના માલિકે થોડાક ઉંદરડા પકડેલા તે નાખ્યા. વિલાયતના લોકો તો એવું કરે. આપણે ત્યાં એવી હિંસા કોઈ ન કરે.

પણ આપણે આપણી વાત કરીએ. ઉંદરને જોતાં જ બિલાડી તેમને જમી જાય. પણ બાળકોના સ્નેહથી વિખુટી થયેલી એ બિલાડીનું હૈયું એટલું બધું નરમ બન્યું હતું કે તેણે ઉંદરને જરા પણ કનડયા નહિ. ઉંદરને પોતાની પાસે લઈ તે રમાડવા લાગી. ઉંદરો પણ ગભરાયા વગર બિલાડીની સાથે રમવા લાગ્યા.

આ નવાઈ જેવા બનાવની ખરેખરી પાડેલી છબી પણ તમે બાજુના પાના ઉપર જોઇ શકશો.

ધણી વાર રોજના સહવાસથી પણ જાનવરો પોતાની બીક કે દુશ્મનાવટ ભૂલી જાય છે. વિલાયતના એક મજુરે એક વેળા એક ચકલી જેવડા નાનકડા

પંખીને પડેલું જોયું. તેનો બિચારાનો પગ ભાંગી ગયેલો હતો.

મજુરે પાટાપીંડી કરી તેને ઘરમાં રાખ્યું. થોડા દહાડામાં તો તે સાજું થઈગયું. મજુરે તેને છોડી મૂકયું

પણ પંખી જતું ન રહ્યું. તે તો પાળેલા પક્ષીની જેમ ઘરમાં જ રહ્યું. એક બિલાડી પણ ઘરમાં પાળેલી હતી. બિલાડીએ પંખીને મારવાનો પ્રયત્ન ન કર્યો. પંખી બિલાડીથી પણ બીલકુલ બ્હીતું નહોતું.

બિલાડીની ખાવાની થાળીમાંથી પક્ષી આનંદથી ચાંચ બોળીને તેનું ખાવાનું ખાતું હતું.

એવીજ એક બીજી વાત પણ છે. એક ઘુવડનું બચ્ચું એક માણસે પાળ્યું હતું. તેના જ ઘરમાં એક નાનું બિલાડીનું બચ્ચું હતું.

નાનપણથીજ બંને જોડે રહેતાં શીખ્યાં, એટલે એક બીજા વચ્ચેની દુશ્મનાવટ ભુલી ગયાં. ધીમે ધીમે એક વરસ વીતતાં બિલાડી તો ખુબ મોટી થઈ ગઇ. ઘુવડ કાંઇ :એટલું મોટું એક વરસમાં ન વધે. એટલે સાધારણ રીતે એવડી મોટી બિલાડી ઘુવડનો કોળીયો જ કરી જાય. પણ નાનપણથીજ એક બીજાની જોડે

ઉછરેલાં હોવાથી ઘુવડ બિલાડીથી જરા પણ બ્હીતું નહોતું. બિલાડી પણ ઘુવડને ઇજા નહોતી કરતી.

આમ માણસના સહવાસ અને શિક્ષણથી તથા ઘણીવાર કુદરતી લાગણીથી બિલાડીબાઇ આપણને કદિ કલ્પનામાં ન આવે એવાં પ્રાણીઓ સાથે બ્હેનપણાં બાંધે છે.

(૧૨)

## બિલાડી માટેના વ્હેમો

આપણે બિલાડીને પવિત્ર ગણતા નથી. ગાયની જેમ એની પૂજા પણ કરતા નથી. આપણે તો ઉલટા એમ માનીએ છીએ કે કુતરાને રોટલો નાખ્યો કામ આવશે. બિલાડી તો નગુણી ને નઠોર નિવડશે.

મરી ગયા પછી કુતરાને કકડો રોટલો નાખ્યો હશે તો તે આપણને સ્વર્ગનો રસ્તો બતાવશે એમ આપણે માનીએ છીએ. ગાયનાં દાન દીધાં હશે તો સ્વર્ગમાં જવા વૈતરણી નદી ઓળંગવી પડે છે તે વેળા ગાયના પુંછડાને આધારે આપણે તરી પાર જઇશું એમ આપણા લોકો કહે છે. ગાયને ત્રાસ નાખ્યાનું ને કીડીના કીડી

ચારામાં લોટ ભમરાવ્યાનું પુન્ય આપણામાં મોટું ગણાય છે.

પણ બિલાડીને રોટલી નાખીએ તો કશા કામની નહિ એમ આપણે માનીએ છીએ. કહે છે કે સ્વર્ગમાં ધર્મરાજા એમ પૂછે કે: "બિલાડી, આ જીવે તને અનાજ ખવડાવ્યું હતું ?"

તે વેળા બિલાડી નફ્ફટ બની જવાબ આપશે કે, " મને કોણે ખવડાવ્યું તેની મને ખબર નથી. હું તો આંખો મીચીને ખાતી હતી.

આવા આવા વ્હેમોને લીધે બિલાડીનું આપણે ત્યાં માન નથી.

પણ એ વાત ખરી નથી. બિલાડી કાંઇ હમેશાં આંખો બંધ કરીને ખાતી નથી. મારે ત્યાં ઘણી ય વેળા મેં મુંબાઇમાં ને વડોદરામાં બિલાડીઓને ઉઘાડી આંખે ખાતાં જોઈ છે.

કોઇ કોઈ તો વળી બિલાડીને ખવડાવીને તેના માથામાં ટપલી મારે છે ! તેના કારણમાં એમ કહે છે કે સ્વર્ગમાં ધર્મરાજાને બિલાડી એમ કહે કે: "મને કોણે

ખવડાવ્યું તેની મને ખબર નથી," ત્યારે ટપલી મારી હોય તેની નિશાની તેના કપાળ પર જણાઈ આવે!

આપણે રખડતાં કુતરાંને ઘરમાં આવવા દેતા નથી. બિલાડીબાઈ તો મજાથી આવી શકે છે. કહે છે કે એને પગલે તો પદ્મ છે!

એ બધા વહેમ. બિલાડીબાઈ કકડો રોટલી ખાઈને, કે ન આપો તો ખાધાવગર પણ ઘરમાં કેટલું અગત્યનું કામ કરે છે, ઉંદરથી ઘરને કેટલું ખરાબ થતું અટકાવે છે એ કોણ નથી જાણતું?

પણ એ વાત પછી. અહીં તો હું બિલાડીની બીજી વાત તમને કહેવાનો છું.

આપણે જ્યારે બિલાડીની ખાસ દરકાર નથી કરતા ત્યારે તેથી ઉલટી જ રીતે મીસરમાં એક કાળે બિલાડીબાઈ દેવી મનાતાં હતાં!

આપણે એશિયા ખંડમાં રહીએ છીએ. આપણી પડોશમાં આફ્રિકા નામનો ખંડ આવ્યો. એ આફ્રિકામાં મીસર નામનો દેશ છે.

મીસરમાં આજથી ચાર હજાર વરસ અગાઉ

બિલાડી પવિત્ર મનાતી. બિલાડીને મીસરી લોકો દેવી માનતા. એને માટે મોટાં મોટાં મંદિરો બંધાવતા! બિલાડીબાઈ મરી જાય ત્યાર પછી તેના શબની અંદર અમુક પ્રકારના સુગંધીદાર મસાલા ભરી ભારે માન પાન સાથે તેને દફનાવવાની ક્રિયા કરતા હતા.

બિલાડીબાઇનો રૂવાબ એટલો બધો ભારે હતો કે એ વેળા એ દેશમાં કોઇથી બિલાડીને મારી નખાય જ નહિ. ભોગજોગે અકસ્માતથી પણ જો કોઇ બિલાડીને મારી નાખે તો તેના ભોગ ફરી વળે. એ માણસને મોત ની સજા થતી હતી.

જેના ઘરમાં બિલાડી મરી જાય તેનાં ઘરનાંને શોક પાળવો પડતો હતો.

આપણે શોકની નિશાની તરીકે મૂછો મુડાવીએ છીએ. એ લોકોને પોતાની આંખની ભમરો મુડાવી નાખવી પડતી હતી!

આજે ચાર હજાર વર્ષના ગાળા પછી તમે કોઇ જાણીતા સંગ્રહસ્થાનમાં જોશો તો મીસરના રાજાઓની માફક એવી બિલાડીઓનાં મસાલો ભરી સાચવી

રાખેલાં મડદાં જોઈ શકાશે. મીસરના લોકો એવા હોશિયાર હતા કે મડદાંની અંદરના અમુક ભાગો કાઢી નાખી અંદર અમુક પ્રકારના સુગંધીદાર મસાલાઓ ભરી મડદાને જેવું ને તેવું હજારો વર્ષ સુધી રહે એવું બનાવતા હતા. એવાં શબને અંગ્રેજીમાં ‘મમી’ કહે છે.

થીબ્સના એક હાના નામના રાજાની કબર ઉપર એક બિલાડીની મૂર્તિ કોતરેલી છે. એ બિલાડીનું નામ ‘બુહાકી’ હતું. બુહાકી જીવતી હતી ત્યારે તેના રાજવંશી માલિકના પગ આગળ રૂવાબથી બેસતી હતી. ‘બુહાકી’ બાઈને માટે મજાનાં રૂપાળાં સોનાનાં એરીંગો પહેરવાને કરાવ્યાં હતાં.

મીસરના લોકો સૂર્યને દેવી માનતા હતા. સૂર્ય દેવીનો બિલાડીબાઈ અવતાર મનાતાં હતાં. એક વાર ભુલથી રોમના એક માણસે મીસરમાં બિલાડી મારી નાખી હતી. મીસરી લોકો તેથી એટલા બધા ઉશ્કેરાયા કે બિચારા રોમનને ત્યાં ને ત્યાં જ પથરા મારીને મારી નાખ્યો હતો.

આપણે કાળી બિલાડીનાં દર્શન સવારના પહોર

માં થાય તો તેને અપશુકન માનીએ છીએ. કાળી બિલાડીને આપણે પાળતા નથી. પણ ખ્રીસ્તી ને યુરોપી અનો એ બિલાડીને શુકનવાળી ગણે છે.

મુંબાઇમાં હું જે લતામાં રહેતો હતો ત્યાં હિંદુ ની વસ્તિ બિલકુલ નહિ જેવી હતી. બધા આરબ ને ચીના, ખ્રીસ્તી ને ફ્રેંચ, યાહુદી ને મુસલમાન, એવા લોકોની વસ્તિ હતી.

મારા ઘરમાં કોલસા ભરવાની મોટી પીપ હતી. એ પીપમાં એક સુંદર ધોળ બિલાડી દર વર્ષે વિઆય. એને બચ્ચાં થાય તે કોઇ ધોળાં હોય, કોઇ કાબરાં હોય ને કોઇ કાળાં હોય. તદ્દન શુદ્ધ કાળુ બચ્ચું હોય તેને માટે તો અમારાં માળાનાં યુરોપીયન ને ખ્રીસ્તીનાં બાળકો પડાપડી કરે. એક કહે મને કાળું મીંદડું આપજો, ને બીજું કહે, મને જ આપજો.

આ ઉપરથી એ લોકો કાળી બિલાડીને શુકન વાળી ગણે છે એ સમજી શકાશે.

( ૧૩ )

## મીનીમાશી

બિલાડી સબંધી ઘણી ઘણી નવાઇ જેવી વાતો તમે વાંચી ગયા. એના સ્વભાવ ને રીતભાતની તમે થોડી ઘણી માહીતી મેળવી. સંજોગો મુજબ જાતજાતનાં વિચિત્ર પશુપક્ષી સાથેનાં તેનાં બ્હેનપણાંની વાતો પણ તમે વાંચી. હવે આ છેલ્લા પ્રકરણમાં મીનીમાશી સબંધી થોડીક બાકી રહેલી જાણવાજેવી વાત તમને કહીશ.

બિલાડી જોઈ ન હોય એવું બાળક તો ભાગ્યે જ હશે. હવે પછી તમે બિલાડી જુઓ ત્યારે તેને ધ્યાનથી તપાસજો. બારીકાઇથી જોશો તો તમને જણાશે કે બિલાડીનું માથું ગોળાકાર છે. બિલાડી હોય કે બિલાડો હોય પણ તેને મ્હોંએ મૂછ જેવા જરાક જાડા વાળ હોય છે.

બિલાડીનું શરિર નાજુક ને પાતળું હોય છે. એના પગ પાતળા પણ મજબુત હોય છે. એની જરા

લાંબી વગેલી પૂછડીથી બિલાડીની શોભામાં સરસ વધારો થાય છે.

હવે એના પગ જુઓ. પગને તળીએ નરમ ગાદી જેવી ચામડી છે. એને લીધે મીનીમાશી જ્યારે ચાલે છે કે દોડે છે ત્યારે જરા પણ અવાજ થતો નથી.

એ પગની અંદર મીંદડીબાઇના તીણા નખ તપાસજો. જરા પણ વાઘની માશી ચીડાયાં તો એક બે ઘસરકા મારી લે છે. કદાચ બિલાડીના નખની તમને પણ થોડી પ્રસાદી મળી હશે! બિલાડી એના પગની ખોલમાં પોતાના તીણા અણીદાર નખો સંતાડી રાખે છે. પોતાના શિકારને પકડી રાખવો હોય કે ફાડી ખાવો હોય ત્યારે બિલાડી એ નખો બહાર કાઢી તેનો પુરેપુરો ઉપયોગ કરે છે.

હવે બિલાડીની આંખો તપાસો. એની આંખના ડોળાનો આકાર ગોળ છે. જ્યારે બપોરની વેળા હશે ત્યારે તમે એની આંખ જોશો તો અંદરની કીકી જરાક ત્રાંસી લીટી જેવી દેખાશે. પણ વાદળાંથી આકાશ ઘેરાઈ ગયું હોય અથવા સાંજ પડી ગઈ હોય ને પછી જોશો તો બિલાડીની આંખની કીકી ગોળમટોળ જણાશે.

આવી રીતે જ્યારે આંખની કીકી ગોળ હોય છે ત્યારે તેની આંખમાં વધારે અજવાળું થઇ શકે છે. આ કારણથી રાત્રે પણ બિલાડી અંધારામાં જોઇ શકે છે.

પણ આ ઉપરથી એમ ન માનવું કે પુરેપુરૂં અંધારૂં હોય તો પણ બિલાડી જોઇ શકે છે. આપણે જેને અંધારૂ કહીએ છીએ ત્યાં થોડું ઘણું પણ અજવાળું હોય છે. એ નજીવા અજવાળાનો ઉપયોગ કરી બિલાડી પોતાની આંખની જોરાવર ગોળમટોળ કીકીને લીધે અંધારામાં જોઇ શકે છે. એવા અંધારામાં માણસો કે બીજા ઘણાંખરાં જનાવરો કશું ન જોઇ શકે એ વાત ખરી. પણ તેથી જ્યાં પુરેપુરૂં અંધારૂં હોય ત્યાં પણ બિલાડી જોઇ શકે છે એમ માનવાને કારણ નથી.

એને મ્હોંએ જે મૂછોના વાળની હું ઉપર વાત કરી ગયો એ વાળ અંધારામાં શિકાર કરતી વખતે તેને બહુ ઉપયોગી થઇ પડે છે. વાળ જે ચીજને અડકે તે ઉપરથી અંધારામાં કયી ચીજ કયાં પડી છે, તે બિલાડી સારી રીતે સમજી શકે છે. આ રીતે બિલાડીની મૂછો તેને બહુ ઉપયોગી છે.

બિલ્લાડીના કાન બહુ તીણા હોય છે. ઘણે દૂર ઉંદર પસાર થતો હોય તો તેનો અવાજ પણ બિલાડી પોતાના તીણા કાન વતી સાંભળી શકે છે.

પણ એક જાતની સફેદ (આલ્બીનો) બિલાડી થાય છે. તેને ગુલાબી આંખો હોય છે. એ બિલ્લાડીના કાન તદ્દન બ્હેરા હોય છે.

બિલ્લાડીને વાઘની માશી કેમ કહેતા હશે? આપણાં માણસોમાં જેમ જુદી જુદી જાતો હોય છે તેમ પ્રાણીઓની પણ વિદ્વાનોએ જાતો પાડી છે. જેમ આપણામાં હિંદુ, મુસલ્લમાન, સીદી, અંગ્રેજ, પારસી, એમ જુદી જુદી જાતો હોય છે તેમ જનાવરમાં પણ જુદી જુદી જાતો હોય છે. તેમાં શિકાર કરી માંસ ખાનારાં જનાવરોનો જે વર્ગ પાડ્યો છે તેને બિલ્લાડીનો વર્ગ કહે છે.

એ બિલ્લાડીના વર્ગમાં ઘણાં જાણીતાં જનાવરો-નાં નામ આવે છે. મીનીમાશીનું કુટુંબ ખૂબ મોટું છે. વાઘ, દીપડો, સિંહ, કાળો દીપડો, બરફીયો ચી-તો, અમેરિકાનો પુમા, અને એવાં બધાં ફાડી ખાનારાં જનાવરો બિલાડીના વર્ગનાં છે. વાઘ પણ બિલ્લાડીના વર્ગનો છે. માટે બિલ્લાડીને વાઘની માશી કહે છે.

આપણે સાધારણ રીતે ઘરમાં રાખોડી રંગની બિલાડી જોઇએ છીએ ને તેના ઉપર કાળાં ટપકાં હોય છે. ઘણાં બાળકોએ ધોળી બિલાડીઓ પણ જોઇ હશે. કોઇકે કાળીને ધોળાકાળાના શંભુમેળા જેવી કાબરચીત્રી બિલાડીઓ પણ જોઇ હશે.

પણ એ ઉપરાંત બિલાડીની ઘણી જાતો છે. ધોળી, કાળી, આસમાની, મલાઇના રંગની, કાબર-ચીત્રી, રેતીના રંગની, રૂપેરી રંગની, તપખીરીયા, અને એ રંગોની મેળવણીવાળા કાબરચીત્રા રંગની જાત જાતની બિલાડીઓ પણ દુનિયામાં હોય છે.

કોઇ કોઇ બિલાડીને રૂપાળા લાંબા વાળ હોય છે તો કોઇને ટુંકા વાળ હોય છે. અમેરિકાના મેકિસકો દેશમાં એક જાતની બિલાડી થાય છે તેને બિલકુલ વાળ જ નથી હોતા ! કેવી કદરૂપી દેખાતી હશે !

આપણે ત્યાં રાખોડી રંગની બિલાડીઓ મળે છે તેને વેચવા જઇએ તો બે આના પણ ન ઉપજે. પણ સિયામની એક બહુ સુંદર જાતની બિલાડી આવે છે તે બહુ મોંઘી કિંમતની હોય છે. વળી ઇરાની અથવા ઍન્ગોરા જાતની બિલાડીઓની કિંમત પણ બહુ ભારે

હોય છે. સ્પેનમાં કાચબાની પીઠ જેવા રંગની એક જાતની બિલાડી થાય છે તે બહુ ચાલાક ગણાય છે.

વળી આ ઉપરાંત બિલાડીની એક જંગલની બ્હેનપણી પણ છે. તેને રાની બિલાડી કહે છે. તે જંગલમાં રહે છે ને બહુ ભયંકર હોય છે. તેને પાળી શકાતી નથી.

બિલાડીઓ ઉંદર પકડવાનું સૌથી ઉત્તમ સાધન છે. માણસનો જાતની પાયમાલી કરવામાં ઉંદરડા બહુ મોટો ભાગ ભજવે છે. તેમનો જેટલો વધારે નાશ થાય એટલો દુનિયાને લાભ છે. બિલાડી એ કામ બહુ સરસ રીતે કરે છે, ને તેથી તે બહુ ઉપયોગી જનાવર છે.

જે ઘરમાં પક્ષી પાળ્યાં હોય ત્યાં બિલાડી ભારે પડી જાય છે, કારણ ખાસ શિખવાડ્યું ન હોય તો મીનીમાશી પક્ષીને મારી નાખવામાં વાર લગાડે એવાં નથી હોતાં.

આપણા ઘરમાં રોજ ફરતી બિલાડી, ઘણી વાર આપણી સાથે હળી જાય છે. બાળકો ઘણી વાર અણસમજમાં એવી બિલાડીઓ સાથે વધારે પડતી છૂટ લે છે. તેનાં પરિણામ બહુ ખરાબ આવે છે.

મારા એક ભાઇબંધને ત્યાં એવી એક બિલાડી હતી. તેણે તેને પગે દોરડી બાંધી ખંટીની સાથે બાંધી. પછી બધાં તેને પાણી છાંટવા લાગ્યાં. બિલાડી બહુ ઝનુની જનાવર છે. જેમ તેમ કરી જોર કરી તે છુટી. મારો ભાઇબંધ તે વેળા તદ્દન તમારા જેટલી નાની ઉંમરનો, એ તો એને પકડવા દોડયો. એ ચીડાયલી બિલાડીએ એના માથા ઉપર એવા જોરથી ન્હોર માર્યા કે એ બિચારો લોહીલુહાણ થઇ ગયો ને એને ડાકટરને ત્યાં લઇ જવો પડયો. ઘણે દહાડે એને સારૂં થયું.

કહે છે કે બિલાડીને એકલી ઓરડીમાં પુરી હોય ને તેને નાસી જવાનો રસ્તો ન હોય તો તે બહુ ઝનુની બને છે. તેવી વખતે તેને સતાવી હોય કે ચીડવી હોય તો તે માણસની ગળચી ઉપર ઘા કરે છે. ગમે તેમ પણ તે વાઘની માશી ખરી ને ?





# અરબસ્તાની આનંદરજની







મુદ્રક છાપનાર એમ. વાડીલાલની કં. મુંબઈ ૨